# મિત્ર વિરહ.

૪૭૮૨

રચનાર.

ઉમિયાશંકર નથુભાઈ ઓઝા.
સરધાર–રાજકોટ–કાઠિયાવાડ.

મિત્રો મિત્ર વિયોગનો, ખરો થતાને ખ્યાલ;
વિરહ વેદના વરણવી, વાંચો ધરિને વહાલ.

પ્રસિદ્ધ કરાવનાર.
મિત્ર વિરહ ઉત્તેજક મિત્રો.
( છેવટના પૃષ્ટમાં પ્રસિદ્ધ કરેલ મિત્રો તે. )



પ્રથમાવૃત્તિ–પ્રત ૧૦૦૦
સંવત ૧૯૪૭—સને ૧૮૯૧
કિંમત બે આના.

નડીઆદ સત્યસાગર પ્રેસ.

# પ્રસ્તાવના.

પ્રિય વાંચક વર્ગ.

આ મિત્ર વિરહ રચવાનું કારણ એકે—અત્રેના રહીશ મી. તુલશી પ્રાણજીવન* જ્ઞાતે મોઢ બ્રાહ્મણ એક સગ્જુને લાયક માણસ ગણાતા હતા. એટલુંજ નહિ પણ તેઓ પોતીકા મિત્ર વર્ગપર સારો ભાવ રાખતા હતા. એવા એક ઉછરતા મિત્રનુ ભર યુવાવયમાં ભવિષ્ય થવાથી તેમના કુટુંબ તથા મિત્ર વર્ગમાં દીલગીરી ફેલાઈ હતી. તેથી એક મિત્રમંડળ સરધાર તાલૂકા સ્કૂલમાં મળ્યું હતું. તેમણે કરેલા ઠરાવોનો સાર અત્રે દાખલ કરતાં જણાવવાનું કે—" મળેલ મંડળે મરહુમ મી. તુલશીદાસના મૃત્યુની દીલગીરી જાહેર કરી જણાવ્યું કે— મરહુમ મી. ને પોતીકા મિત્ર વર્ગપર સારી ભાવના હતી. તે તેની ટુંકી જીંદગીમાં ફકત યાદ રાખવા જોગછે. તેમના તેવા ભાવથી આપણને તેનો વિયોગ શોક જનક જણાયછે. મરહુમ મી.ની ટુંકી જીંદગીમાં જોકે જાણવાજોગ કાંઈ બનાવ બન્યો નથી; તોપણ તેમનામાં વિનયને મિત્ર ભાવનાના ગુણ ઠીક રહેલા હતા. તેથી જો તેઓ ભવિષ્યમાં વધારે વખત જીવત, તો બેશક એક સારા વફાદાર મિત્ર થાત; એમ આપણને આશા હતી ખરી. પણ તે વાત દૈવાધીન છે. એટલે નિરૂપાય છીએ.

---

* મર્હુમ મી. નો જન્મ તા ૨૪-૪-૧૮૬૯ ને રોજ થયો હતો ને દેહકાળ સંવત ૧૯૪૬ ના કારતક સુદ ૫ મે થયો હતો.

મિત્ર વિયોગ કેવો દુઃખદ છે, તે વિષે મેં કેટલાક છંદ મિત્રમંડળમાં કરી બતાવ્યા હતા. બાદ મી. લક્ષ્મીદાસ કાનજી વગેરેના મતથી પ્રમુખ મી. જેઠાલાલ અનોપરામ જાનીએ ઠરાવ્યું કે– સામાન્ય રીતે સર્વ લોકોનો મિત્રોનો લાગુ પડે એવો "મિત્રવિરહ" ગ્રંથ રા. રા. ઉમીયાશંકર નથુભાઈ પાસે રચાવી પ્રસિદ્ધ કરાવવો, ને તેમ કરવાનું કારણ મરહુમ મી.ના મૃત્યુથી થએલછે. એમ દાખલ કરી મરહુમ મી.માં ઉંચા ને સારા ગુણો પ્રદિપ્ત થતા હતા. એમ બતાવી તેનું નામ તે ચોપડી દ્વારાએ પ્રસિદ્ધ રહે એમ કરાવવું. પ્રસિદ્ધ કરાવતાં જોઇતી નાણાની રકમ માટે એક ફાળો કરવો. એવો અભિપ્રાય ધરાવનાર જાની વજેશંકર અજરામર કુંડલા, મી. ત્રીભોવન કાનજી અમરેલી, એઓના મત પણ તે વખત વાંચી બતાવ્યા હતા.

બાદ મી. પોપટ કેવલચંદ શાહની દરખાસ્તથી ઠરાવવામાં આવ્યું કે–મજકુર ફાળાની રકમ રા. ઉમીયાશંકરનથુભાઇને ત્યાં ભરવી. ફાળો પુરો થએ મી.ઓઝાએ મિત્રવિરહ' છપાવવો. મિત્રવિરહના તમામ હક કર્ત્તાને આપવા. ને તે ઉપરથી આપણો હાથ ઉઠાવી લેવો. ઇ. ઈ.

ઉપરના નિયમોને અનુસરી આ મિત્ર વિરહ પ્રસિદ્ધ કર્યોછે. તેમાટે સુજ્ઞજનો, ભૂલચૂક હોય તે માફ કરશો. એવી કર્ત્તાની વિનત્તિ છે.

મરહુમ મી. તુલશી પ્રાણજીવનના વિયોગની દીલગીરીની કવિતા જાની વજેશંકર અજરામર તરફથી પ્ર·

સિદ્ધ થવા આવતાં આ જગોએ તેને માર્ગ આપવો દુરસ્ત ધારી સુધારા વધારા સાથ દાખલ કરીછે.

(સહીઆર દુઃખ શું દાખવું) એ રાહ.

આરેરે દૈવ આશું કર્યું, કર્યું વિપરીત કાગ;
ચેન પડે નહિ મુજને, તુળશી વિણ ન વિરાગ અરેરે. ૧
આરેરે એ તુળશી વિયોગથી, થર થર કંપેરે કાય;
કંપે કર પાય નાંચલે, રહી નહિં કાંઇ આય. અરેરે ૨
ભાઈ તમારા સુબોલ તો. આવે યાદ અપાર;
હાય હાય કહું હું કેને, મુજ ઉરના ઉચ્ચાર અરેરે ૩
આહતો મુજને તું ચિત્તથી, પ્રિત કરી ધરી પ્યાર;
વારે વારે શંભાળતો, બોધતણો દાતાર અરેરે ૪
સુરત તારી કયાં હું દેખું, જોતાં ન મળે કો'હાર;
તુલશી તુલશી જીભેજપું, ન ગળે પત્તો કે પ્યાર અરેરે. ૫
કાળ કળમાંરે આસમે, ધન જોબન ગદ થાય;
તે નહિ તુલશી તન વિષે છોટી વયમાં કે'વાય અરેરે. ૬
વિવેકતણી વર્તણુંક તે, ચૂકયો જે ન જરાય;
વીસ વરસ વય ભોગવી, વસ્યો વૈકુંઠમાંય અરેરે ૭
અંતે હું ઈશ્વર આગળે, કરૂં એવા ઉચ્ચાર;
શાંતિ આપો એના આત્મને, વિજય કે' વિશ્વાધાર અરેરે ૮

ફાળામાં જે જે મિત્રોએ જે જે રકમ ભરીછે, તેની ટીપ તથા હિસાબની તારીજ આ ચોપડીના છેવટના પાનાંગાં આપવામાં આવીછે તે વાંચવાથી જણાશે.

કર્તા.

ઉમિયાશંકર કૃત.

# મિત્ર વિરહ.

## શિખરિણી છંદ.

અરેરે ઓચિંતું, વિષમ સ્વપનું શર્વર ગયું,
શરીરે શી ચિંતા, હર હૃદય હા! કંપિત થયું;
અરેરે એ ટાણે, મન વિરહથી રે રડવડયું,
અને શોકાતૂરે, ગજબ મુખથી વાકયજ પડયું. ૧

## ગીતિ.

સમાચાર શા! ભાઇ, વિશેષ દિલમાં પ્રદાહ તો થાએ;
મિત્ર મરણ હા! સુણી, શિવ! શિવ! કાળજું કપાયિતો જાએ.

( રાગ ભારથરીનો. )

મિત્ર મણિરૂપ કયાં ગયો, હા! હા થયોરે વિનાશજી,
સુખરે છૂપ્યું આ શરીરનું, નેહીનો થયો નાશજી-ટેક. ૧
દૈવે દયા દીલ ના ધરી, મારી કાળ કટારજી,
મિત્રતા ગાંઠ તૂટી પડી, તૂટી દોરી જે પ્યારજી. મિત્ર૦૨
વિરહરૂપી બરછી તણો, વાગ્યો ધા આરપારજી;
ચિત્ત ચરેરેરે ચોગણું, કેમ થાય કરારજી. મિત્ર૦૩
હળી મળી રે'તા હરખથી, વળી કરતા વિલાસજી;
વિવિધ વિનોદની વાણીનો, કરતા પ્રેમે પ્રકાશજી. મિત્ર૦૪
દિવ્ય દિવસ એવા ગત થયા, દીઠા દુઃખતણાં દિનજી;
આગ વિયોગની નાસમે, મનહિન તેજથીખીન્નજી. મિત્ર૦૫
દિલ દુઃખરૂપી દરિયાવિષે, દિલાસારૂપ વા'ણજી;

ભેગ થયુંને ગજબ થયો, હાય હાયાનગજો એંધાણુજી. મિ૦૬
હિતરૂપી હાય! હીરલો, વીરલો વીરધીર ક્યાંયજી;
ગમરે આતસ પ્રગટીગને, ધુમ્ર ભારી ધુંધવાયજી. મિત્ર૦૭
જેનો સમાગમ શાંતિનો, કોટિધા સુખકારજી,
કાળાન્તરે કયમ વિસરે, અરેરે એના ઉચ્ચારજી. મિત્ર૦૮
જોડની ખોડ ખરી પડી, તૂટી બાંહ બળવાનની;
હિતનો હિમાયતી હતથતાં, દીસે વસુધાવેરાનજી. મિત્ર૦૯
વિપત્ત વખત હિમ્મતતણો, કિમ્મતી હથીયારજી;
અરેરે જરૂર એવો જતાં, ખામી ખરી પડનારજી. મિત્ર૦૧૦
મિત્ર મિત્ર મુખે જપું, દેખું નવ તારો દેહજી;
પુરી નહિ સંધી પ્યારની, થયો તુજદેહ છેહજી. મિત્ર૦ ૧૧
દોસ્ત દગો તેરે શું દીધો, કેવા બોલતો બોલજી;
દોષ નહિ તેમાં દોસ્તનો, દૈવનો તૂટયો કોલજી. મિત્ર૦ ૧૨
પ્રેમરૂપી મારૂ પુષ્પતો, કાળે ગયું કરમાયજી;
પુષ્પ પુનઃ ક્યાંથી સાંપડે, હાય ઉર લાગીલાયજી. મિ૦ ૧૩

## દોહરા.

હે મનહર મમ મિત્ર તું, પવિત્ર હિત્ત પ્રકાશ;
ગયો ખલકમાંથી ખરે, રહ્યો નહિં મમ પાસ. ૧
મિત્ર ધર્મ ભક્તિ વિરા, જણાવી સત્યાભાસ;
નેણુ તણો તારો ગયો, પરમેશ્વરની પાસ. ૨
ઘટયું તને શું ઘટ વિષે, અણુઘટતું આ ખાસ;
અણુઘટતું ઘટતું થયું, (કરી) ધાનો ઘટમાં વાસ. ૩
અલ્પાયુષ યશનો ભર્યો, રૂપ અનૂપ પ્રકાશ;
યશવારિ શું! આપવા, રહ્યો નહિ અવકાશ. ૪

ઉપકારિ ઉપકારનો, કુબેરે કર્યો અભ્યાસ;
બદલો વળ્યો નહિ, જતાં, પરમેશ્વરની પાસ. ૫
જેના દીલમાં સદ્ગુણો, વસ્યા કરીને વાસ;
ચંદ્ર ચલકતો તું થયો, અસ્ત, તજી ઉજાસ. ૬

( અચાનક આશો કોપ કીધો કીરતાર ) એ રાહ.

મિત્રશું સુમિત્ર મિત્ર મારો ક્યાં ગયો;
રઝળતો મૂકી મિત્ર ચાલતો થયો. ટેક.
મિત્ર તારા બોલતણો તોલના કરાય;
ઉરમાં ઉચારૂં ત્યાંતો કાળજું કપાય. મિ૦ ૧
ઘટ મધ્યે ઘાવ આવો ક્રુર શું પડયો;
અરેરે બનાવ આવો ક્યાંથીરે બન્યો. મિ૦ ૨
ક્યાંછે સાચા મિત્ર, આજ ક્યાંછે હીતાહીત;
ક્યાંછે નીતિ રીત ક્યાંછે પૂરણ પ્રતિત. મિ૦ ૩
એવા કાળ માંહે તારી પડી કંઈ પિછાન;
ત્યાંતો અસ્ત થયો મિત્ર કરી હા! હેરાન. મિ૦ ૪
વાણીની લાવણ્ય શાણી સારી મેં ગણી;
મધુરી રસાળી ભાળી તે દૈવે હણી. મિ૦ ૫
આપશે ઈશ્વર તને મોક્ષ પદ મિત્ર;
આશિષ છે એવી કરજોડીને પવિત્ર. ૬
મિત્રશું સુમિત્ર મિત્ર મારો ક્યાં ગયો,
રઝળતો મૂકી મિત્ર ચાલતો થયો.

## મનહર છંદ.

મિત્રના મરણથકી, મનના મનન મટે,
મિત્ર વિના તાણાકાણ, તરંગ કરાવશે;

અંતરની આંટીનો ઉ—ખેળનાર જવાયકી,
આંટી ધાંટી તણું ધૂંચ,કો પછી કડાવશે;
સારી સારી શીખાગણુ, સુખકર આપી દુઃખ—
કરે દુર બુદ્ધિ ટેવ, કહોકો તજાવશે;
સંગતિ સિધાવ્યાથી, સુરગનો ઉગંગ જતાં,
કોણુ અંગો અંગ તણી આતપ સગાવશે.

## ઈંદ્રવિજય છંદ.

આતપ કયાંથી સમાય અરેગન, મિત્રવિના અતિશેં અકળાશે;
કૃત્ય હરેક વિવેક ભરયું, કરવા તણું ચિત્તની હિગત જાશે;
સંગતિ વિણુન સોરવશે, ગતિ નીતિતણી નિત કયાંથી કમાશે,
કોટિ ઉપાય કરો કદિયે પણુ, ગિત્રવિના નહિ મોદ પમાશે.

## મિત્ર મેળાપ સ્મરણ

## મનહર છંદ.

વેગજે નિહાળી ભાઈ ભાઇ કહી ભેટવાને,
ભાવધરી ભીતરગાં, ભાઈ આવે હરષે;
કરીને પ્રણુાગ હાગ—જઇને આરાગ પૂછે,
અંતરે ન અંતરાઇ, રાઈ સગ હૃ દિસે;
ભલગનસાઇને સ—વાઈ વિવેકાઈ ધરી,
ચાહી ચાહી ચિત્તતણી, વારતા ઉચરશે;
ઉગિયાશંકર કહે, દીલગીરી દશ ગણી,
હોય તેવે સમેગન, મોદગાં વિચરશે.

## ઈંદ્રવિજય છંદ.

સ્થાન ગહાન સુગાન દઇ, શુભ વાણિરૂપી અધરામૃત પાશે,
વીર વિશેષ કૃપા કરી એશ, અખંડિત આપની પ્રિત પ્રકાશે.

આપની પૂરણ મ્હેર થકી, ઉર દૂર તિમિર કુબુદ્ધિ હણાશે;
નીતિ તણાં નિત બોધ પ્રબોધથી, ક્રોધ વિરોધ કુબોધ તજાશે.

## મીત્રાવલોકન–મનહર છંદ.

મનમાંહી મિત્રતણાં, મોંઢાંને નીહાળીભાઈ,
સહોદર ભાઈનો આ-ભાસ શું ભળાય છે;
વિશ્વરાયે ચતુરાઇ, ઠીક ઠાવકાઇ કરી,
વિર જોડ ઠરાવતાં, ઠારીએ ઠરાયછે;
રૂપએક રંગએક, એક ટેકને વિવેક,
જીવની જણાયન જુ-દાઇનો જરાયછે;
ઉમિયાશંકર છે સ્વભાવનો પ્રભાવ એક,
ઉરમાં અભાવનો અં-કુર ન કળાય છે.

## ઇંદ્રવિજય છંદ.

મિત્ર પવિત્રની સોબતથી, મન રાબુનતેપણ નાબુદ થાશે;
બુદ્ધિતણી જડતા હરિને, ફરિચિત્ત સુબુદ્ધિની છાપ છપાશે;
માનવમાં પણ માનગળે અભિમાન ટળે સદ્જ્ઞાન કમાશે;
યાર વિચાર કરો મનમાં પણ,યાર વિના પતિયાર ગુમાશે.૧
બાળક બાળપણા તણો વાતજ,માતકને સુ પ્રભાત કહાવે;
સુંદરિ આમતમામ વિરામથી, વાત નિશેં પતિ પાસ પઠાવે;
રૈયત ભીડતણી અરજી કરી,રાયકને દુઃખ માઇ બતાવે;
અંતરની નિજ વાત અરે વિર,વિરવિના ધીર ક્યાં બતલાવે.૨

## પ્રીતિ વિષે–મનહર છંદ.

બાળતણી પ્રિત માત–તાતને તો બાળપણે,
જુવાનીમાં જોરૂ પ્રિત, અધિકી જણાયછે;

દિપસંગ પ્રિતજેમ, પતંગને એઓ અંગ,
ગરે પણ તેની પ્રિત, પગાન હણાયછે;
અગર કગળને ચ-કોર ચાહે ચંદપ્રિત,
દંપતિની પ્રિતતો વિ-વિધ વખણાયછે;
ગિત્ર તણી પ્રિત નિત, નિત હિતરૂપ એવા,
ગિત્રના વિયોગે વિપ-રિતતો જણાયછે.

### ઇંદ્રવિજયછંદ.

દોસ્ત દિસે જગમાં જનને, દિલડાતણી વાતનુ સ્થાનક મોટું
બીતિ ટળે ભવના ભયની, ત્યમ નીતિતણું નહિ કારજછોટું;
નાશ થશે ગન મેલ ભમેલ, છકેલ ફિતૂરીપણું પણ કોટું;
વારગવાર વિચાર કરો, દીલદાર સુદોસ્ત વિના સહુ ખોટું.

### ઉપગીતિ.

મિત્ર ગિલાપેંભાઈ, કગળતણું મુખ પ્રફૂલિત્ત થાશે;
ગિત્ર અદર્શ થવાથી, કગળતણું મુખ જરૂર કરગાશે.

### સોરઠા.

ગિત્ર શરિરના પ્રાણ, વચન જેહના શાંભળે,
શાંભળવા ફરીવાણ, તલપે તન ગન ગિત્રના. ૧
ખુશી ખગર લે કોણ, ગિત્રતણી હા પ્રિતથી,
ગળવા ઈચ્છે હોણ, તનકું તારા ગિત્રનું. ૨
પ્યારો ગારો પ્રાણ, હવે ફરીને ક્યાં ગળે,
ખાનપાન પકવાન, તજવાં પડશે ગિત્રને. ૩

પો. કે. શાહ.

## મિત્રના દુઃખ વિષે.—બત્રીશા સવૈયા.

દવા થકી અંગની પીડ ખમાય,
ખમાય કદી ભુખની ભીડ ભારી.
દૂરથિ દુશ્મન દુઃખ ખમાય,
ખમાય ખરે ક્ષતની પણ ધારી;
જોતનનૂ દુઃખ કાંરો મળેતે,
વિવેક વડે વિસરાય વિચારી,
દુઃખ ખમાય નહીં ઉગિયા પતિ;
ગિત્ર વિયોગ ગહા દુઃખકારી.

### લલિતછંદ.

આરર કાળ તેં, કાળ શી ભરી,
ધિરજ ના ધરી, ગિત્રને હરી,
ઝડપી ને "કૂડા,, કયાં લઇ ગયો,
વિર વિયોગનાં, જાયરે સહ્યા. ૧
હૃદય હેબકે, હાગ સૌ ગઇ,
ગન વિષે ખરે, શૌન્યતા થઈ,
સરવ શુન્યતા, ભાસ ભાશિયો.
વિર વિયોગના, જાયરે સહ્યા. ૨
ચિત્ર ગિત્રનું, કોઇએ પડે,
ખચિત ખોળતાં, ખોળ કયાં ગળે;
આહહા ના ગળે, ધાગ સંચર્યો,
વિર વિયોગના જાયરે સહ્યા. ૩
ચિડ કરી નહિ, લિડગાં જરી,
પરગ ધર્મના, ધ્યાનને ધરી;

નિપુણ મિત્રતે, ક્યાં જતો રહ્યો,
વિર વિયોગના, જાયરે સહ્યો. ૪
પરમ પ્રેમથી, ભાવ રાખતો,
નરમ સર્વદા, વેણુ ભાખતો;
ગરમ થૈ નાહ, બોલ બોલિયો,
વિર વિયોગના, જાયરે સહ્યો. ૫
અરર કાં રીધા, ના રૂઝાયરે,
તનકું મારૂંતો ખાખ થાયરે,
સકળ રંગનો, ભંગ હા થયો,
વિર વિયોગના જાયરે સહ્યો. ૬
ઘટ વિષે ઘડી, ધીર શું ધરૂં,
વિરહ મિત્રનો, દુઃખ છે ખરૂં;
ફરિ ન સ્નેહનો, પત્ર પાઠવ્યો,
વિર વિયોગના, જાયરે સહ્યો. ૭
સરસ મિત્રની, ભક્તિ તેં કરી,
જીવન તે નહિ, જાય વિસરી;
તુજ વિના વિરા, કાર સૌ ગયો,
વિર વિયોગના, જાયરે સહ્યો. ૮

* **ત્રિભુવન કહાનજી પલેજા અમરેલી.**

---

* મજકુર મિત્રની કવિતા મરહુમ મી. તુલશી પ્રાણજીવંનના વિયોગની આવેલી, તેમાં ઘટતો સુધારો વધારો કરી દાખલ કરીછે.

કર્તા.

## વિયોગની રૂતુઓ

### મનહર છંદ.

અતિ સુખરત શિત, રત તો ગણાય ભાઇ,
વિરહીને મન શિત, ભયભીત થાયછે;
ગ્રિષ્મતણો તાપજો અ-માપ બારેમ કાર હોય,
તો બદલી સ્થાન શિત, સ્થાનમાં વસાયછે;
મિત્રના વિયોગીજન, જાય જાય જ્યાંય જ્યાંય;
ત્યાંય ત્યાંય વ્રેહરૂપ, તાપ ન ખમાયછે;
વરષારૂતુએ વર—સાદ ધાર પડે તેતો,
વિરહીને અસીધાર, અંગમાં જણાયછે;

### શિખરિણી છંદ.

અરે સાચો શાણો, પરમ મનનો મિત્રજ જતાં,
ખરે મોટી ખામી, ભવ ભવન માંહે નિરખતા,
ભલેં ભ્રાતો બીજા, નિજ કુળતણાં દીપક મળે,
તથાપિ તે તોટો, સજન મન ટાળ્યો નવ ટળે.

### મનહર.

સુ વિચાર નાર દીલ-દાર દોસ્તદાર જતાં,
ઠોકરો અપાર ઠાર-ઠારતો ખવાય છે;
ગુણ ગણનાર ઉપ-કાર કરનાર જાય,
આળ કૂડી આળ તત-કાળ શીર છાંયછે.
હિતકાર સુખકાર, જાણનાર જાયતો
સુ-માળ તે દુઃકાળ શોક-કાળ સમજાય છે;
વિચાર ક્ષણવાર પ-ળવાર વીસવાર. પ—ણ દીલદાર
વિના અંધકાર ઉર થાય છે-

## મિત્ર વિના કેવું જણાય છે તે વિશે

### ઇંદ્રવિજય.

રાન સમાન મુકામ મનોહર,
આગ ન ગાગ વિરાગ મગાએ;
દાગ ગળ્યે સુખ નાગ ન રે,
ત્યગ ધામ વિષે નવ ધીર ધરાએ;
હાગ તગાગ જશે ઉરની,
ઉરતર્ક વિતર્ક વિશેષ ભરાએ;
ગિત્ર પવિત્રનું ચિત્ર ચિત્તે ચડી,
ચોગણી ચિંત્તનું ચિંતવન થાએ.

## મિત્ર વિયોગી માણસની દાદુર પ્રતિ ઉક્તિ.

### ઇંદ્રવિજયછંદ.

દાદુર તું ધન બુંદ પડે, ઉર સોર કરી ગગરૂર ફરેરે;
આતકગાં મગરૂરી તજી, ક્યગ ગાત્ર ગળેલ તનુ થથરેરે;
મેહરૂપી ગમ ગિત્ર ગયો, દીલગીર અતી અતિ ચિત્તચરેરે,
ગિત્રની આશ તને ફરિથી, ફરિથી નહિ આશ શું કર્મ કરેરે

## મિત્રના પત્ર વિષે—મનહર છંદ.

મિત્રતણો પત્ર પ્યારો, વિશેષ વિનોદ વાળો,
જરા ન દગાળો એવો, કાગળ ક્યાં મળશે;
ચતુરાઇ વાળો દોસ્ત-હિત ચાહનારો કહિ,
છે હત દેનારો કર, ક્યાંથી આવી આડશે.
ધારો કાગળ રૂપાળો, ભર્યો અક્ષર સુભાળો,
અન્ય પત્રથી નિરાળો, ન ટપાલ માંહે પડશે;

જ્ઞાનનો દેનારો કામ-સુકરાવનારો ફરી,
નહિ મળનારો તેથી, ચખ નીર ભરશે.

**દોહરો.**

મળે મિત્ર જો દુરથકી, અંતર પ્રિત ભરાય;
મિત્ર વિયોગી મનઅરે, મનમાંહે મુંઝાય. ૧

**સોરઠા.**

વિઘ્ન હરણુ જે વીર, ખલક વિષે ખોટા થતાં;
ધરો શકે કેમ ધીર, મિત્ર મિત્ર મેળાપ વિણુ. ૧
હિત્તનો કરે પ્રકાશ, રસના રસમસ મય ભરી;
હાય હાય તે નાશ, થતાં હિત બારી પડે. ૨
જેના સાદે સ્વાદ, સુધારૂપી સોંઘો ખરો,
અરરર તેને યાદ, કરે મિત્ર મનડું ખરૂં. ૩
હાનિ ગ્લાનિ હરનાર, જોદ્ધો જબરો ગત થતાં,
કયમ ન કરે પોકાર, મિત્ર મૈત્રી મનની ભરી. ૪
સ્થળ આરામનુ આમ, નામ થકી મૂળથી જતાં,
કયાં કરશે આરામ, મિત્ર વાસ સટકી ગયે. ૫

**બનજારો.**

( પ્રિય મિત્રવિના ઓ ભાઈ એરાહ. )
સત્ય જાણો જગતમાં ભાઇ,
છે મિત્ર વિયોગ દુઃખ દાઈ ટેક.
મિત્રવિના કયાંજઇ મળવું,
ક્યાં માર્મિક વાકય ઉચરવું;
નથી સ્થાનક એવું કાંઇ
સત્ય જાણે જગતમાં ભાઈ—સત્ય-છે મિત્ર. ૧

આ અસાર રૂપ સંસારે,
ઉપાધિ વ્યાધિછે ભારે;
શાંતિ મિત્રથી મળતી મચ્ચાઈ
સત્ય જાણો જગતમાં ભાઈ—સત્ય-છે મિત્ર૦
જુઓ પહાડસિંહનું ચિત્ર,
શિર કબુલ કર્યું હિતમિત્ર;
થઇ જામીન જણુવી ભલાઇ
સત્ય જાણો જગતમાં ભાઇ—સત્ય-છે મિત્ર૦ ૩
કેશરીસિંહ નાટકમાં, છે મિત્ર દીપચંદ હકમાં,
સુખ તજ્યું ન તજી મિત્રાઈ
સત્ય જાણો જગતમાં ભાઈ—સત્ય-છે મિત્ર૦ ૪
મન મ્હેલ મિત્રરૂપ ચારૂ,
આનંદનું વાગે નગારૂ;
જતાં આનંદ જશે થશે હાય,
સત્ય જાણો જગતમાં ભાઈ—સત્ય-છે મિત્ર૦ ૫
સત્ શિક્ષક મિત્ર મજાનો,
જનવૃંદ ગણે જે દાનો
જે શીખ શીખવે સચ્ચાઈ,
સત્ય જાણો જગતમાં ભાઇ—સત્ય-છે મિત્ર૦ ૬
જેને લગની મિત્રની લાગી,
તે બડો સમજ બડ ભાગી;
મળે માન મહાન વડાઈ,
સત્ય જાણો જગતમાં ભાઈ—સત્ય-છે મિત્ર૦ ૭
જુઓ સુત્ર તંતુનો દોરો,

ફુલ હારે ગળ્યો થયો તોરો;
મહાજન શીરપર ચડિ જાય,
સત્ય જાણો જગતમાં ભાઇ—સત્ય-છે મિત્ર૦ ૮
સંસાર મુસાફર મિત્ર,
તે માર્ગ બતાવે પવિત્ર
ગુમ થતાં ભટકવું ભાઈ,
સત્ય જાણો જગતમાં ભાઇ—સત્ય-છે મિત્ર૦ ૯
મિત્ર સાચો મનનો સારો,
સુનીતિએ ફેરવનારો;
જાય તે વિના જીવ અકળાઈ
સત્ય જાણો જગતમાં ભાઇ— સત્ય છે મિત્ર૦ ૧૦
મિત્ર રંજીત રૂપ એકલાગ,
મગા મમે વધે અનુરાગ;
તો સોરમ દે સુખદાઇ-
સત્ય જાણો જગતમાં ભાઈ—સત્ય-છે મિત્ર૦ ૧૧
મીત્રવીના ગગન અંધારૂં,
ત્યમ મીત્રવિના મનવારૂ !
પડે નહિ ગતાગમ કાંઈ-
સત્ય જાણો જગતમાં ભાઇ—સત્ય-છે મિત્ર૦ ૧૨
સત્ય સખા વિના નથી ગમવું,
વિષસમ વસુંધામાં જમવું;
જશે જુવાની જોર તણાઇ-
સત્ય જાણો જગતમાં ભાઇ—સત્ય-છે મિત્ર૦ ૧૩
છે મીત્ર મીત્રતા મોટી,

થાય વિપત્ત વખત કસોટી;
દુર્લભ નભવી મિત્રાઇ
સત્ય જાણો જગતમાં ભાઈ—સત્ય-છે મિત્ર૦ ૧૪

મિત્રજતાં ધીર વીર જાશે,
ભટકી મન ગોથાં ખાશે,
નવ સુખ સંતોષ પમાઇ
સત્ય જાણો જગતમાં ભાઈ—સત્ય-છે મિત્ર૦ ૧૫

છે છરાઅસી ઘા ભારી,
તેને રૂઝાવવાની બારી;
મિત્ર વિરહ પિડા ન રૂઝાઇ
સત્યજાણો જગતમાં ભાઇ.—સત્ય-છે મિત્ર૦ ૧૬

---

## મિત્રવિયોગી માણુસ પ્રતિ કર્વાની ઉકિત-

### મનહર છંદ.

અરે મારા વીર ધીર, મિત્રનો વીયોગ થાય,
શોક કરી દૂર ઉર, પ્રેમતા પ્રમાણવી;
હજારો હજાર વાર, કરીએ પોકાર પણ,
મિત્રની સંભાળની ન-આશ ઉર આણવી;
બનવાનું બને તેમાં, મીન મેખ ફેર નહીં,
જાયું જાય કે'વતજ-રૂર વીર જાણવી;
શાંતતા ઈચ્છની મિત્ર, આત્મતણી ઈશકને,
યાદગીરી કરી મિત્ર, મિત્રતા પીછાણવી.

## ઈશ પ્રતિ કર્તાની ઉક્તિ—

### ગીતિ

હે જગરાયા જગમાં, જનને મિત્રો પવિત્ર પ્રિય મળજો;
જે સુખ દુઃખના સાથી, હિંમત કળગળ અખંડ વળિ વરજો
તેનો હે વિશ્વેશા, વિયોગ વસુધા વિષે નહીં પડજો;
સાધન સત્યનીતિનાં, ચાહિ બજાવે સૂ કૃત્યની ફરજો.




આ "મિત્રવિરહ" વિષે, કવીશ્વર દલપતરામ ડાહ્યા ભાઈ સી. આઈ. ઇ નો અભિપ્રાય.

### દોહરો.

વાંચ્યો મેં તુલસી* (મિત્ર) વિરહ, એથકિ એમ જણાય;
ધન્ય જન્મ ક. દ. ડા. કહે, ગુણ જેના જન ગાય. ૧

---

* આ મિત્ર વિરહ મરહુમ મી. તુલશીદાસમાં મિત્ર ભાવનાના ગુણો ઠીક હતા ને પ્રદિપ્ત થતા હતા. એ સંભારણા માટે રચ્યો છે તે પ્રસ્તાવનાથી જણાશે. બાકી મરહુમ મી. માં મિત્ર વિરહમાં વર્ણવેલા તમામ ગુણો હતા એમ નથી. તો પણ ઉછરતી વયમાં જેણે સારા ગુણોનો કાંઇ પણ ભાસ દેખાડયો તે વધારે વખત જીવત તો બેશક સતગુણોથી દીપત. એ હેતુથી મરહુમ મી. ના જન્મને ધન્ય છે તથાસ્તુ.

કર્તા.

## 'મિત્રવિરહ' પ્રસિદ્ધિમાં લાવવા માટે ભરાયલાં નાણાંની ટીપ.

---

| | |
|---|---|
| રા. વજેશંકર અજરાગર જાની કુંડલા વેકશીનેટર મારફત. | ૧૦-૦-૦ |
| રા. વજેશંકર અજરાગર જાની | ૮-૦-૦ |
| પટેલ. ભવાન જેસા કપોપરા | ૧-૦-૦ |
| સોની. સાગત દેવરાજ ઢીપાવડલી | ૦-૮-૦ |
| ખત્રી. દયાલ ટોપણ કુંડલા | ૦-૮-૦ |
| મરહુમ તુલશીદાસની વૃદ્ધ દીવાળીબાઈ તરફથી | ૫-૦-૦ |
| મરહુમ તુલશીદાસની બેન અંબા તરફથી | ૨-૦-૦ |
| રા. રા. જેઠાલાલ અનોપરામ જાની સરધાર | ૧-૦-૦ |
| ,, ઉમિયાશંકર નથુભાઈ ઓઝા ,, | ૦-૮-૦ |
| ,, ગીરજાશંકર રણછોડજી દેરાશ્રયી વાંકાનેર | ૦-૮-૦ |
| ગિ. લક્ષ્મિદાસ કાનજી પારેખ સરધાર | ૦-૮-૦ |
| ,, મુળચંદ હરખચંદ વોરા ,, | ૦-૮-૦ |
| ,, ત્રીભૂવન કહાનજી પારેખ અમરેલી | ૦-૮-૦ |
| શુકલ જેઠાલાલ ધેલા રે. સાજીયાવદર | ૦-૮-૦ |
| ગિ૦ પોપટ કેવળચંદ શાહ સરધાર | ૦-૪-૦ |
| પારેખ વલ્લભજી પોપટ સરધાર | ૦-૪-૦ |
| ગિ. સોમેશ્વર ત્રીકમજી ભટ ,, | ૦-૪-૦ |
| ,, લાલજી જીવણ પારેખ,, | ૦-૪-૦ |
| ગિ. કુકા ઉર્ફે ત્રીકમજી ત્રીભોવન પારેખ ,, | ૦-૪-૦ |
| વોરા. જીવન રામજી ,, | ૦-૨-૦ |

| | | |
|---|---|---|
| દોશી નાગરચંદ દેવચંદ | ,, | ૦—૨—૦ |
| ગાંધી લક્ષ્મીચંદ સુંદરજી | ,, | ૦—૨—૦ |
| ખોજા પ્રધાન કરીમ | ,, | ૦—૨—૦ |
| એક મિત્ર | ,, | ૦—૨—૦ |
| મિ. છગનલાલ પ્રાગજી શાહ | ,, | ૦—૨—૦ |
| દોશી, માણેકચંદ જશરામ | ,, | ૦—૨—૦ |
| માંડ ધારશી કાનજી | ,, | ૦—૨—૦ |
| | કુલ. | ૨૩—૪—૦ |

ઉ. ન. ઓઝા.

તારીજ.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૩—૪—૦ | ઉપર મુજબ નાણું ભરાણું તે | ૪—૫—૦ | કાર્ડોની કિંમત ને છપામણી વિગેરેના |
| | | ૨—૩—૦ | આજ સુધીમાં કાર્ડો કાગળો, કવરો, ટિકિટો વિગેરેના પરચુરણ ખર્ચના. |
| | | ૧૬-૧૨-૦ | કાગળ, છપામણી પેકીંગ તથા રેલવે ખરચના. |
| ૨૩—૪—૦ | | ૨૩—૪—૦ | |

# એજંટો જોઇએ છીએ.

અમારા તરફથી પુસ્તકો વિગેરે બહાર પડેછે તે ખપાડવાને માટે આબરૂદારને વિશ્વાસપાત્ર એજંટો જોઇએ છીએ. એજંટોને કમીશન વિગેરે આપવાની ગોઠવણ ઘણી ફાયદાકારક છે. મરજી હોય તેમણે અર્ધા આનાની ટિકિટ મોકલી એજંટ થવાનો ધારો મંગાવી લેવો.

**ઉમીયાશંકર નથુભાઈ ઓઝા.**
**સરધાર-કાઠીયાવાડ.**

આ "મિત્રવિરહ" પુસ્તકો રોકડી કિમ્મતે જથાબંધ ખરીદનારને સારૂં કમીશન આપી આપવામાં આવશે. મરજી હોય તેમણે પોષ્ટપેડ પત્રથી પૂછવું. છુટક નકલના ૦-૨-૦ પો. ખર્ચ ૦-૦-૬

**ઉમિયાશંકર નથુભાઈ ઓઝા સરધાર.**

---

# બાવાજી રાજવિરહ.

સંસ્થાન રાજકોટના ઠાકોર સાહેબ બાવાજી રાજના કવખતના મૃત્યુથી ફેલાયલી દીલગીરીનો ચિતાર ગાયન તથા છંદમાં વાંચવા લાયકછે. જથાબંધ ખરીદનારોને કિફાયતે આપવામાં આવશે. કિંમત. ૦-૨-૦ પોસ્ટેજ ૦-૦-૬

**ઉમિયાશંકર નથુભાઈ ઓઝા કર્તા.**